# શ્રી બાબુલનાથની યાત્રા

અને

# વેદાંતનો સાક્ષાત્કાર.



કર્તા:—નાનુભાઈ રતનજી દેશાઈ. સરભોણકર.

કીંમત ૦-૬-૦




રચી પ્રસિદ્ધ કરનાર

**નાનુભાઈ રતનજી દેશાઈ**

સરભોણ તા. બારડોલી જી. સુરત.





શા. ખુબચંદ અમીચંદના ધી સુરત જૈન એન્જીન પ્રીન્ટીંગ પ્રેસમાં

**પ્રભુશંકર નરભેરામ વ્યાસે** છાપ્યું

ખપાટીયા ચકલા—સુરત.




# શ્રી બાબુલનાથની યાત્રા

અને

# વેદાંતનો સાક્ષાત્કાર.

રચી પ્રગટ કરનાર.

**નાનુભાઈ રતનજી દેશાઈ.**

સરભોણ તા. બારડોલી જી. સુરત.



આવૃતી ૧લી. પ્રત ૧૦૦૦.

કાર્તિક સુદી ૭ સંવત ૧૯૭૪ તા. ૨૧-૧૧-૧૭.



**કીંમત ૦-૬-૦**

સુચના—પંદર અને તે કરતાં વધારે ચોપડી મંગાવનારને એક રૂપીએ ૦-૧-૦ પ્રમાણે કમીશન આપવામાં આવશે.

પોસ્ટેજનો તમામ ખરચ મંગાવનારને શિર રહેશે.

શ્રી શ[illegible] નમું, જમું ભોજન વિદ્યાનું,
કરે પ્રતાપી પ્રૌઢ, હોય જે નવરૂં નાનું.
સુરતવાન સમર્થ, ચતુરમાં પ્રથમ પુજાએ,
મંગળ કાર્યે વળી, ગીત તેનાજ ગવાયે;
સોંપું શિર તેના ચરણમાં, શરણે રાખે સર્વદા,
વાણી વાટિકા કુસુમ દઈ, દુર્લભ ગુણ કરૂં છું અદા.

× × ×

“ શિવ શિવ હું નમું તું, ગુણ ગાઈજ તારા,
પ્રસરો અવનીનું જોઉં જ્યોતની કિર્ણ ધારા;
નહિ નહિ કદિ જાણું, ભાવના ભેદ દેવા,
અખિલ અરપું મારા કર્મ જે તુંજ સેવા.

× × ×

ગૃહિણી ઘર શું આજે ના ત્યાં, વહે જળ નેત્ર શું !
સમય ! સમયે સ્તંભી હૃદે પુછે, “થયું કેમ શું” ?
હતી ન હતી હા આર્યા આજે ! “હવે ગઈ ધામ ક્યાં ?
રસભર દીધા પ્રેમી ભાવો “ જુએ શુંય બેસી ત્યાં ” ?
તન ભર ખોલી પ્રૌઢા શાંતિ, પ્રકાશ શું અર્પતી !
શિતળ વપુએ વ્હેતાં વ્હેતાં ક્રિયા સહુ ગર્જતી !!
દુર સમીપ, એ ભેદો, ના ત્યાં—અભેદ હૃદે ભર્યું
નિરમળ તું હું શાંતિએ, એ અખંડ હૃદે ઠર્યું !!! ”

(શ્રીયુત લ. ના. વલસાડકર)

# શ્રી બાબુલનાથની યાત્રા.



તૂં ખોટી ને ખોટા હૂંજ, દુનિયામાં તો ખોટું સહૂજ,
વચન ઘાત પૈસાનો નાશ, મરણ રોગ શૂં સાચી આશ ? !
જ્હાં લગી તન મન ધન જોર, તહાં લગી હૂં હાંનો સ્હોર,
લ્હેજામાં તે છળતા ચોર, નર્મદ કાં રાખે તૂં તોર ?
પારિજાત કરમાયાં કેમ ? ટૂંકું જિવતર માટે તેમ?
નામ તણો કોદી એ નાશ, ધન્ય મરો છો દઈ સુવાસ.

કુદરતી રીતે મનુષ્યની પ્રકૃતિ એવી રીતે રચાયલી છે કે, એકની એક ચીજ વારંવાર વાપરવાથી, મનુષ્ય કંટાળી જાય છે. દરેક નિયમને અનેક અપવાદો હોય છે તે પ્રમાણે આ નિયમના એક ખાસ અપવાદનું મને અત્રે સ્મરણ થાય છે અને તે એકેક મનુષ્ય તેના નિત્યના ખોરાકથી છેલ્લી પળ સુધી બીલકુલ કંટાળતો નથી ! દાળ ભાત કે કળી ભાત મરવા પડેલું માણસ પણ માંગે છે ! આ સૃષ્ટિ છોડયા પછી જીવાત્માએ શું ખાતા હશે ? દાળ-ભાત-પુલકા ખાખરી અને બબ્બે ત્રણ ત્રણ વાનીના શાક કયાંથી મળશે અને તૈયાર કરી કોણ મેલશે ? એ બધી શેખી અત્રેજ નિભિ જાય છે. એકાદ નાના જંગલના સ્ટેશનપરથી બીજે ગામ જવાનું હોય અને ૨૪ કલાકમાં એકજ ગાડી જતી હોય, એવા સ્ટેશનપર ગાડી ચુકી ગયા અને ભોગજોગે સાથે ખાવાનું ન હોય અને બે ત્રણ નાના છોકરાં સાથે હોય તો જે મુશ્કેલી ઉભી થાય છે.

તેના કરતાં લાખો ગણી વધારે આપત્તીઓ, આ સૃષ્ટિ–આગગાડીની ટીકીટ ખલાસ થઇ કે અવશ્ય ઉભી થવાની! માટે વિવેકી મનુષ્યો આ જગતમાં સદાચરણથી વર્તી દાન વિગેરેનાં પોતપોતાના ધર્મ કર્મને પાળી, ભવિષ્યની જીંદગીને માટે ભાથુ એકઠું કરે છે. અહિં જોવામાં આવતા ભિખારીઓની માફક ભવિષ્યમાં આપણે ભિખ માંગવી ન પડે તેને માટે જ્ઞાની મનુષ્યો પાણી પહેલા પાળ બાંધી મુકે છે; આનું નામ વિવેક–ડહાપણ અને સમયસુચકતા.

આ સંબંધમાં એક ધર્મવિર નીચે પ્રમાણે કહે છે કેઃ—

## ખાતાની માંડવાળ–કવાલી.

દિવસ એક આવશે એવો, તજી દુનિયા જવું પડશે,
કંચન જેવી સુંદર કાયા, ભયંકર આગમાં બળશે. ટેક.
આવે છે લોક સૌ જોવા, દેખી વૈરી મંડી રોવા,
ઇસ્ટેન્ડર બારનો ઠોકો, તમારા બાપથી ટળશે. દિવસ૦
રૂપૈયા લાખ છે નાદી, સોનાની ચાર છે લગડી,
ચાંદીના પાંચ છે પાટા, ઉપાડી કોણ તે શકશે. દિવસ૦
મોતીના હાર બે જોઈ, પડયો ત્યાં દિકરો રોઈ,
રંડાપો આવશે બાને, મેળે મોતી બધા ખરશે. દિવસ૦
પ્રિયા દેખાડને મુખડું, છેવટની યાદનું સુખડું,
જુવો ભાઇઓ આવો માણસ, પોતાનું શું ભલું કરશે. દિવસ૦
પછી હુતે કરી વરદી, છોડો અબ યાર તુમ ગરદી,
દિયા દો લાત કમરમેં, છુટે સબ પ્રાણ અંદરસે. દિવસ૦
કર્યું હાથેજ તે સાથે. આવે છે તેજ સંગાથે,
કહ્યું જયરામ છે નિશ્ચય, જેવું વાવે તેવું લણશે. દિવસ૦

પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રોથી પુરવાર થઈ ચુકયું છે કે કોઇ પણ વસ્તુનો સદંતર નાશ થતો નથી; માત્ર તેનું રૂપાંતરજ થાય છે. હાલમાં જે જે વસ્તુઓ મનુષ્યોના જોવામાં આવે છે તે ભુતકાળમાં અન્ય રૂપમાં હતી અને તે પ્રમાણે ભવિષ્યમાં અન્ય રૂપમાં દેખાશે; આ જગતની અંદર નવું કાંઈ પણ ઉત્પન્ન થતું નથી. જે તત્વો જગતકર્તાએ રચ્યા છે–કુદરતને બદલે હું જગતકર્તા શબ્દ વાપરૂં છું–કારણકે ઘણા અંગ્રેજી ભણેલાઓ " ઇશ્વર " શબ્દ વાપરતા સુપડાની વહુની લજ્જાને ધારણ કરે છે અને તેને બદલે " કુદરત " શબ્દ વાપરે છે; પરંતુ કુદરત એટલે શું સમજવું–કુતરૂં કે બિલાડું ? કુદરતી નિયમ એટલે શું સમજવું ? ગધેડાનો નિયમ સમજવો કે ઘોડાનો નિયમ સમજવો ? જવાબ આપી શકાય એમ ન હોય તો ઇશ્વરના અસ્તિત્વને સ્વીકારી ઈશ્વરે બનાવ્યું છે–ઇશ્વરી નિયમ–એવા શબ્દો યોજતા શા માટે શરમાવવું જોઇએ ? કદી પણ ડોળ કરવો નહીં એવા સિદ્ધાંતવાદીઓએ ઈશ્વરને બદલે કુદરત શબ્દ વાપરવાની મુંબાઈની સોનેરી ટોળીની ઠગાઈ–દોંગાઇ ને લુચ્ચાઇને શા માટે ધારણ કરવી જોઈએ ? નાસ્તિકોને પુછ્યું હોય કે સૂર્યને કોણે બનાવ્યો તો તરત કહેશે કે " કુદરત "!!! ધરતી–દરીઆ–આકાશ વિગેરે ઈશ્વરે બનાવ્યા છે એવું જો શરૂઆતથી બાળકોને સમજાવવામાં આવે, તો ઈશ્વર નથી એવું કહેનારા વિરલાઓ કઈ દુનિયામાંથી ફાટી નીકળે ?! ઇશ્વરકૃત શું છે અને મનુષ્યકૃત શું છે તે મારા પુત્રના મગજમાં બરાબર ઠસાવ્યા પછી મેં તેને બાળપોથીમાં મુકયો છે કે જેથી કરીને તે મારી માફક ૨૦–૨૨ વર્ષનો ગધેડો થાય ત્યાં સુધી નાસ્તિક વિચારનો રહે નહીં. ઈશ્વર શબ્દને તે ભુલી ન જાય તેને માટે હુ દરરોજ તેની પાસે દસ વખત

"રામ" શબ્દ લખાવું છું. એક દીવસ અગીયાર વખત લખવાનું કહ્યું કે તરતજ જવાબ આપ્યો કે "દસ વખત લખવાનો નિયમ-કાયદો-તમે કર્યો છે; રોજ દસ વખત લખાવો અને આજે અગીયાર વખત લખવાનું શા માટે કહો છો? નિયમ વિરૂધ કામ થાય નહિ તે શું તમે જાણુતા નથી?" તે મને ઋષિ-મુનિઓના સખત નિયમોની દુનિયામાંથી ઉતરી આવેલો જણાયો, અને મને એકદમ કહેવાની જરૂર પડી કે "હા, તારૂં કહેવું બરાબર છે. સીલેટ-પેન-તેની જગાએ મુકી દઈ રમવા જા, કર્મની ગતિ ગહન છે; સ્મૃતિકારમનુનો કદાચ પુનઃ જન્મ પણ હોય!" મનુષ્યાદિ પ્રાણીઓ મરી મરીને ફરી ફરી અવતરે છે, અને ઐતિહાસિક બનાવો ફરી ફરીને બને છે. જેવા મરી જાય છે તેવાજ રૂપ-રંગ અને ગુણના ફરી અવતરતા નથી, પરંતુ કંઈ જુદાજ પ્રકારના અવતરે છે. કોઇ પણ બે પ્રાણીઓ સ્વરૂપ અને ગુણમાં કેથે પણ સરખા જોવામાં આવતા નથી! એકજ મા-બાપના સંતાનો જુદા જુદા રંગના, રૂપના અને સ્વભાંવના; એ રૂપ-રંગ અને સ્વભાવ ઇશ્વર વગર કોણે બનાવ્યા તેનો કાંઈ વિચાર કરશો કે ઇશ્વર દેખાતા નથી માટે ઇશ્વર નથી એવી અક્કલ વગરની બુમો પાડયા કરશો?!!

વસ્તુ માત્રનો થાયે નાશ, પરબ્રહ્મ તો છે અવિનાશ,<br>
ઉત્પત્તિ સ્થિતિ લય જગમાંહ્ય, તેનૂં તે કારણ કહેવાય;<br>
સ્ત્રીનો શો કરવો વિશ્વાસ, કાલ દૂર જો આજે પાસ,<br>
બેવચનીપણું છળીને ઘાત, લોભ અને અપકારની વાત.<br>
સાગર નિજ લ્હેરોમાં રમે, નિજ ધૂંધમાં તેને ગમે,<br>
જ્ઞાન લ્હેરને અનહદ નાદ, એમાં નર્મદ બ્રહ્મ અનાદ!!!

મૂળ તત્વ કેટલા, તેના શા ગુણો, તે ક્યાંથી આવ્યા, કેવા પ્રકારની શક્તિઓથી, કેટલા કેટલા પ્રમાણમાં અને ક્યારે, એક બીજા સાથે તેઓ એકત્ર થાય છે એ સર્વનું યથાર્થ વર્ણન કોઈ પણ અંગ્રેજી વિજ્ઞાન શાસ્ત્રમાં હજુ સુધી પ્રસિદ્ધ થયું હોય એવું લેખકની જાણમાં નથી. આ સર્વ બાબતનું આર્ય શાસ્ત્રકારોએ લાખો વર્ષો પુર્વેનું વર્ણન કરેલું છે. પરંતુ તેના ઉપર શ્રદ્ધા ને વિશ્વાસ કોને છે? આજ પશ્ચિમના દેશોમાંથી જે છપાઇને આવ્યું તેજ ખરૂં અને આપણે ત્યાનું સર્વ ખોટું ! પુર્વના ઋષિ મુનિઓ આ દેશથી કંટાળી જઇને, પશ્ચિમના મુલકોમાં અવતાર ધારણ કરતા હોય એવું કંઇક જણાય છે! ઑક્સીજન અને હાઇડ્રોજનનું પાણી બને છે એવું રસાયણ શાસ્ત્રની ચોપડીઓ કહે છે. મારા શિક્ષકે એક દીવસે પાણી બનાવવાનો પ્રયોગ પણ કર્યો હતો-પરંતું તે બરાબર ફળીભૂત થયો નહોતો. મને તે જોઇને ઘણું હસવું આવ્યું હતું; મેં માસ્તર સાહેબને પૂછ્યું હતું કે બે તત્વોને અમૂક પ્રમાણમાં કોણે એકઠા કર્યા-? જવાબ મલ્યો કે એતો કુદરતના નિયમ પ્રમાણે થયા કરે-! વિજ્ઞાન શાસ્ત્રીઓએ પરમેશ્વરને પાણીચું આપી, કુદરત શબ્દને હાથમાં બે શ્રીફળ આપી આગળ કર્યો એટલે મનુષ્યો કુદરત શબ્દના, શબ્દાર્થ પ્રમાણે, દરેક રતમાં ફાવે તેમ કુદે છે.!!! તત્વનું વર્ણન સાંખ્યયોગમાં મહર્ષિ કપિલે બહુજ ઉમદા રિતે કરેલું છે. મ્હારા સાંભળવામાં એવું આવ્યું હતું કે કપિલ મુનિએ નાસ્તિક મત પ્રવર્તાવ્યો છે, આ વાત મ્હારી બુદ્ધિએ કબુલ કરી નહોતી; અને સાંખ્યયોગનું અવલોકન કરવાની મને ઇચ્છા હતી; અને ઈશ્વર કૃપાથી તે તક મને ગયા માર્ચ માસમાં મળી હતી. ઘણા લોકો ધારે છે તે પ્રમાણે સાંખ્યકાર નાસ્તિક નથી પરંતુ તેમના પ્રથમ

શ્લોકમાંજ તે મહર્ષિ જીવ પરમાત્મા અને માયા એ ત્રણુ અનાદિ તત્વોને સ્વીકારી સાંખ્યદર્શનની શરૂઆત કરે છે કોઈ પણ બાબતની જાતે કસોટી કાઢયા વગર મેં કોઈ પણુ બાબતને આજ સુધી ખરી તરીકે સ્વીકારી નથી; મ્હારી એ સ્વભાવસિદ્ધ પ્રકૃતિને અનુસરીને સાંખ્યકારની વિરૂદ્ધ જે જે આક્ષેપો મ્હારા સાંભળવામાં અને વાંચવામાં આવ્યા હતા તે કેટલે અંશે સત્ય છે તે તેમજ સાંખ્યકારે શું કહ્યું છે તે જાણુવાને ખાતર સાંખ્યદર્શનનું અવલોકન મ્હારે કરવું પડયું હતું. દરેક સત્ય શોધકને એ પુસ્તક વાંચવાની હું ભલામણુ કરૂં છું. સાંખ્યદર્શન વાંચ્યા અને યોગ્ય ગુરૂ મારફત સમજ્યા વગર, સંત શિવાય, અન્ય મનુષ્યોના ધાર્મિક તર્ક વિતર્કો, દુર થઈ શકે નહીં. સત્યાર્થ પ્રકાશ કરતાં તેમાં વધારે અદ્દભુત ઉંચી કોટીનું જ્ઞાન આપવામાં આવ્યું છે! જુદા જુદા મત્તોનું ખંડન કરી દ્વૈતવાદને સિદ્ધ કરવામાં જે સમર્થ દલીલોનો ઉપયોગ કર્યો છે તે ખરેખર અદ્દભુત છે! સાંખ્યકારે અન્ય મતોનું ખંડન કરી પોતાનો મત સિદ્ધ કરવામાં જે બુદ્ધિ ચાતુર્ય બતાવ્યું છે તેના એક લક્ષાંશ ભાગ જેટલું પણ બુદ્ધીબળ આધુનિક કાળના વિદ્વાન્ નાસ્તિકોમાં નથી.! પુસ્તકો વાંચવાથી બુદ્ધિબળ પ્રાપ્ત થઇ જતું નથી કે, બળવાન દલીલોથી મગજ ઉભરાઈ જતું નથી. તે મેળવવાના માર્ગો કંટકથી ભરપુર છે; તિલક–તુલસીને છાપ માળ ધારણુ કરવાની જ્ઞાન થઈ જતું નથી! એટલું ધારણુ કરવાની પણુ જેમનામાં સુબુદ્ધિ રહેલી છે તેમને બેશક અત્યંત ધન્યવાદ ઘટે છે! હાલતો વીસમી સદીનો સુધારો; તેમાં મહાભારત યુદ્ધનો સમય! આવા કટોકટીના સમયમાં અને તે પણુ હાલના જેવા સુધરેલા કળિકાળમાં સનાતની ધર્મકર્મ, ઇશ્વર,–ગિતા, વેદ ને પુરાણુ વિગેરે સર્વ ધર્મ શાસ્ત્રો

હિમાલયની વનસ્પતીઓ અને જડી બુટ્ટીઓ બની રહ્યાં છે.—! ! હાલમાં તો પૈસો મારો પરમેશ્વર, ઘર ધરિયાણી ગુરૂ, છૈયાં છોકરાં શાલીગ્રામ અને સેવા કોની કરૂં" એ ધર્મનું ઠામોઠામ દિગ્દર્શન થાય છે—!!!

—ઉપેંદ્ર વજ્રા છંદ—

પાળે સ્વધર્મ દ્રઢ નિશ્ચયથી પ્રમાણુ,
પામી રહ્યા સફળ સિદ્ધ ખરા સુજાણુ.
લાગે કદાપિ નિજ ધર્મ ફરી અનિષ્ટ,
સંકલ્પ રાખ મન સર્વ થકીજ શ્રેષ્ટ.
નિર્દોષ કર્મ નજરેથી ન ક્યાંય જોયા,
દ્રષ્ટાંત ધુમ્ર મહીં પાવકનુંજ લ્યો હયાં.

—ભુજંગી છંદ—

ઘણાં વિઘ્ન આવે પરંતુ સ્વધર્મ;
ન છોડે કદાપિ જનો જે સ્વકર્મ;
એવી શક્તિ આપે મહા વેગવાળી,
ઘડીમાં બધાં કર્મ દેતાંજ ટાળી.
એવી યોગ્યતાને થશે પ્રાપ્ત યોગી.
થયા સર્વ સિદ્ધિ તણો તેજ ભોગી;
કહું સર્વ તે વાત સંક્ષેપમાં હું,
પૃથા પુત્ર જેથીજ જાણીશ તે તું.
ધરી ધૈર્ય રાગાદિકોનેજ ત્યાગી,
વિષય શબ્દને હોમતો તે અનાદિ;

ધરે ધ્યાન યોગી અતિશે વિવેક,
મનવાણી કાયા થકી તે સપ્રિતે;
અહંકાર આદિ મહા દુષ્ટ વૃતિ,
રહ્યો છે વિકારો તણો વેગ જીતી;

ખરે પ્રાર્થ તે બ્રહ્મ પોતેજ પ્રાણી,
ખરી બ્રહ્મની યોગ્યતા ત્યાં સમાણી,
અધિકાર એવો થયો પ્રાપ્ત જ્યારે,
ગયું શોકને હર્ષનું મૂળ ત્યારે;

જુવે જગ્તમાં એક સાચું સ્વરૂપ,
મુજ ભક્તિ પામ્યો ખરી તે અનુપ.
પ્રભુ પાર્થને જે કહી દિવ્ય વાણી
રચી છંદ જયરામ કુહે છે વખાણી.

પાંચ સાત અક્ષરનો એક શબ્દ અને તે વળી બાળબોધ લીપીમાં છાપેલો એટલે પાંચ વાકયને વાંચતા અને સમજતાં લગભગ અડધો કલાક લાગે એવા શ્રીયુત મનસુખરામકૃત વિચાર સાગરને વાંચતો હતો એવામાં છોકરાંએ કહ્યું કે આજે શ્રાવણ માસનો છેલ્લો સોમવાર છે તે ચોપાટી ફરવા જવાનું છે, માટે ચાલો, કપડા પહેરો મેં પુછ્યુ ફરવા જવાનું કોણે કહ્યું? બાએ. મેં કહ્યું આજે મારાથી આવી શકાય એમ નથી. તમારે જવું હોય તો બા સાથે જાવો. એટલામાં ગૃહિણી સ્મિત હાસ્ય કરતાં આવ્યાં અને મને તૈયાર થવાને કહ્યું. એટલે એક બોલી ઉઠયો કે એતો આવવાના નથી, ચાલ, આપણે

એકલાં જઈશું. એનું શું કામ છે.? એમને વાંચ્યા કરવા દો! "જીવ્યા કરતાં જોયુ ભલું" આખો દીવસ ઘરમાં બેસી રહેલા, થોડો વખત ખુલ્લી હવામાં ફરી આવીએ તો તબીયત પણ સારી રહે. "તમે કેટલી ચોપડી શિખ્યા છો? આરોગ્ય શાસ્ત્રની કેટલી ચોપડી વાંચી છે?" જવાબ મલ્યો કે "હમને તો વાંચ્યા વગર જ્ઞાન થઇ જાય-ભણવાનું ધતીંગ તો હમણા નીકળ્યું છે. પહેલાં કોણ ભણતું હતું? ચોપડીઓ વાંચ્યા વગર જ્ઞાન મેળવવાના ઘણા રસ્તા છે. તમેં બધા ભણીભણીને કેટલા જ્ઞાની થઈ ગયેલા છો તેની મને બધી ખબર છે. હું કાંઇ વધારે ભણેલી નથી ને મારાથી તમને પહોંચાય નહી, માટે મહેરબાની કરી આવતા હો તો ચાલો, નહીં તો તમારી મરજી. રોજ નહીં તો કોઇ કોઇ દીવસ લઈ જવામાં શું વાંધો? ચોપડીમાંથી પરમેશ્વર મલી જવાનો નથી?" "તમને ફરવા લઈ જઇએ તો પરમેશ્વર તુરત મલી જાય ખરો કે?" "હા, ત્યારેજ મલે! હમોને નાખુશ કરી ઇશ્વર મેળવવાનો ગમે તેટલો પ્રયત્ન કરશો તો તે કદી પણ ફળીભૂત થનાર નથી." તમે તો દેવીની માફક ઠોક મારીને કહો છો. આ સિદ્ધાંત તમે કયાંથી વીણી લાવ્યાં? ઘણાં પુસ્તકો તો એવું કહે છે કે સ્ત્રી મ્હોટામાં મ્હોટી માયા છે. તેણે ભલાભલા મુનિઓને ચળાવ્યા છે; તે પાપનું પુતળું અને કજીઆનું કાલબુત છે માટે તેનો સંગ ન કરવો; સંગ ન કરવો એટલુંજ નહીં પરંતુ તેના તરફ જોવું પણ નહિં. એક પંડિત નારીને એક શ્લોકમાં રાક્ષસીની ઉપમા આપે છે. આને માટે તમારી પાસે શું જવાબ છે? એનો જવાબ ફરીને આવ્યા પછી. કપડા પહેરો વખત જાય છે. "જવાબ મલ્યા

વગર હું આવનાર નથી; વખતના ગીત વખતેજ ગવાય; માયરાના ફટાણા અત્યારે ગાઓ તે ન ચાલે!" "લો ત્યારે જવાબ ટુંકામાં આપી દઉં છું. સ્ત્રીને વખોડનાર અને તેની નીંદા કરનાર પંડિતો, પંડિતો નહીં પરંતુ બુદ્ધિ અને વિવેકના શિરોમણી સમજવા; જ્ઞાનીઓ જ્ઞાનની ગમે તેટલી વાત કરે તોપણ સ્ત્રી વગર સૃષ્ટિ ચાલે નહીં; સ્ત્રી સૃષ્ટિની માતા છે, મહામાયા છે એ વાત ખરી છે; પરમેશ્વરે સર્વેને બુદ્ધિ આપેલી છે; બુદ્ધિ વગરનુ કયું મનુષ્ય છે? માટે તેનો બરાબર ઉપયોગ કરી સંસારમાં રહેવામાં આવે તો ગૃહસ્થાશ્રમમાં અવશ્ય મુક્તિ મળે; પરમેશ્વર મેળવવાને માટે સંસાર છોડી દઈ, બાવા વેરાગી થઈ જવાનું તમારા શાસ્ત્રોમાં લખ્યું હોય તો તે બરાબર નથી. કારણ કે ઈશ્વરને માટે બાવા થવાનું હોય તો ઇશ્વરને સૃષ્ટિ બનાવવાનું શું કામ હતું? રામ સંસારમાં શા માટે રહ્યા હતા અને નરસીંહ મહેતા હિમાલય પર જઈને શા માટે નહોતા બેઠા? એતો સમજનું કામ છે. સમજણ વગર પોથાં તે થોથા; વેદીયા ઢોર તો હાલ બહુ જોવામાં આવે છે!! અત્યારેજ ઉપરથી એક વાત સાંભળીને આવી છું અને તે એ છે કે જ્યાં સ્ત્રીઓ પ્રસન્ન રહેતી નથી ત્યાં દેવતાઓનો વાસ નથી; તો પમેશ્વરનો તો વાસ હોયજ કયાંથી? આવો શ્લોક સુંદરી સુબોધ માસિકમાં હંમેશ આવે છે. તમે ધારતા હશો કે હું તદન અજ્ઞાન હોઇશ પરંતુ તેમ નથી; તમારા શાસ્ત્રોમાં લખેલા બધા સિદ્ધાંતો મારા મગજમાં વગર વાંચે રમ્યા કરે છે!" ભાષણ બંધ કરો, બહુ થયું, હું બધું સમજી ગયો. તૈયાર થાવો; મને તૈયાર થતાં વખત લાગે એમ નથી; "તમારા પ્રશ્નના જવાબમાં એક જરી પુરાણી

ચોપડીમાંનું એક કાવ્ય કૃપા કરી સાંભળી લો; ખોટું લાગે તો દાસી ક્ષમા ઇચ્છે છે.

## રાગ—કાફી

આ પંડિતો પ્રશ્ન ફરીને હમારૂં, કેમ મન ભરમાયું છે તમારૂં; આ—ટેક.

વ્યાકરણ શબ્દ સાધી શું કીધું, રૂપ નવ શોધ્યું સારૂં;
કોણ છે કહો વાણી વિલોકન, કોણ આ વિશ્વ કરનારૂં. આ.

બ્રહ્મનું કેવું રૂપ બતાવો, જડ કે ચેતન ધારૂં;
કરતા કે અકરતા એ છે કે, કોણ કારણ છે પોકારૂં. આ.

શક્તીમાન કે અશક્ત એ છે, કહો બ્રહ્મ નામ શા સારૂં;
નર નારીથી કે નારી નરથી, કહો કેમ ચાલ્યું આ લારૂં. આ.

કોણ જીવ ઇશ્વરને માયા, કહો આદિ કોને ઉચ્ચારૂં.
જો અનાદિ ત્રણેને કહેશો તો, છે મીથ્યા સ્મરણનું બારૂં. આ.

કહોને ત્રણ ગુણ થયા શાથી, ભગવત નામ ઠગારૂં;
ત્રણમાં કે ત્રિગુણા તીત છે, કહોને કેવું સ્થુલ ધારૂં. આ.

શાસ્ત્ર બાંધ્યાનું કારણ શું જે, વિધિ નિષેધ હજારૂં;
તેમાં ભય ઘાલ્યો પ્રાયશ્ચિતનો, સમજ્યાં વિના કુટો છારૂં. આ.

વસ્તુ વિના કહો કેમ બતાવે, તામ્રમાં દુધને દારૂ;
રતુ પ્રાપ્તે ચંડાલણી થાયે, કહો કેમ થાયે તે જારૂં. આ.

શુદ્ધ અશુદ્ધ કદી નવ થાયે, કપુર ન થાય કટારૂં;
અશુદ્ધ શુદ્ધ કરો શી રીતે, કહોને એ કેમ ઘટારૂં. આ.

વાણી વેદ પહેલી કે પાછળ, કહો કોણ વેદ કરનારૂં;
વર્ણાશ્રમ પહેલો કે પાછળ, કહો કોણ આચારી તે ધારૂં. આ.
વિપ્ર યજ્ઞોપવિત ધરે તે, છનું તાર ગણે શા સારૂં;
ત્રણ ત્રણને ત્રણ ત્રેવડી, પાડે ગ્રંથી શું રૂપ ધારૂં. આ.
શૌચ કરંતા કાને ચઢાવો, શું કારણ કહો તે તમારૂં;
બતાવો તે યથારથ કહીને, જેથી મન માને હમારૂં. આ.
જેષ્ટાનંદ કહો થાય શાથી, ન લાગે મીઠું કે ખારૂં;
છે કોણ કોણ કરતા કાયામાં, સીખ દઇ તેને વારૂં. આ.

આ ચોપડી તમે કયાંથી ને કયારે લાવ્યાં હતા અને કયારે વાંચી હતી? એ શાસ્ત્રમાં અત્યારે ઉતરવાનો અવકાશ નથી. તમને કહેવાની જરૂર નથી કે હાલના સ્વતંત્રતાના જમાનામાં, તમારી ગેર હાજરીમાં, તમારી રજા સિવાય મરજીમાં આવે ત્યાં ફરવા-હરવાને હમો સ્ત્રીઓને, પરમકૃપાળુ પરમેશ્વરે જોઇતા અવયવો, શક્તિ, બુદ્ધિ, ગતિ અને મતિ, પુરૂષની માફકજ નિષ્પક્ષપાતપણે છુટે હાથે બક્ષેલાં છે; વખત ઘણો થઈ ગયો છે માટે વાદવિવાદમાં શક્તિ અને વાણીનો નકામો ક્ષય કરવા કરતાં કૃપા કરી જલ્દી તૈયાર થાવો તો આપનો મ્હોટો ઉપકાર માનીશ. "પાયદળ લશ્કરને તૈયાર કરો. મને પાંચ મીનીટ લાગે એમ નથી; તમારે વાસ્તે બુટ મોજા લાવવાના વિચારો વારંવાર મગજમાં આવે છે પરંતુ હજુ સુધી તમારી અરજીનો સ્વીકાર થયો નથી તેને માટે દીલગીર છું! એ શોખ ભોગવવાનું કપાળમાં વિધાતાએ લખ્યું હશે તો તે સમય આવશે ત્યારે તે તમને અવશ્ય ઘર બેઠા મળશે." એ જુની વાતનું સ્મરણ અત્યારે કરાવવાનું પ્રયોજન નથી.

"આ અવતારમાં પહેરવાનું લખેલું હોય એવું મને જણાતું નથી." જો વિધાતા લખવાનું ભુલી ગયા હશે તો બીજા અવતારમાં લખવાને, "વાયરલેસ ટેલીગ્રાફથી" વિધાતા દેવીને સંદેશો મેં કયારનો મોકલી આપ્યો છે !" આના સંબંધમાં અને તમારા કેટલાક પ્રશ્નોના જવાબમાં ઈશ્વરનો એક પરમભક્ત નિચે પ્રમાણે કહે છેઃ—

—પદ—

ચિત્ત તું શિદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે—ટેક.

સ્થાવર જંગમ જડ ચૈતનમાં, માયાનું બળ ઠરે;
સ્મરણ કર શ્રી કૃષ્ણ ચંદ્રનું, જન્મ મરણ જાય પરે.—કૃષ્ણને.

નવ માસ પ્રાણી કૃષ્ણ ચંદ્રનું, ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનું આવરણ કર્યું ત્યારે, લક્ષ ચોરાસી ફરે.—કૃષ્ણને.

તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે.—કૃષ્ણને.

દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે,
જેવો જંત્ર વગાડે જંત્રી, સૂર તેવો નીસરે.—કૃષ્ણને.

થનાર વસ્તુ થયા કરે જ્યમ. કૃષ્ણ ફળ પાણી ભરે,
જનાર વસ્તુ એણી પેરે જાશે. જ્યમ ગજ કોઠું ગરે.—કૃષ્ણને.

જેહવું જેટલું જે જ્યમ કાળે, તે તેહને કર ઠરે;
એહમાં ફેર પડે નહિં કોઈથી, શીદ કુટાઈ તું મરે.—કૃષ્ણને.

ત્હારૂં ધાર્યું થતું હોય તો, સુખ સંચે દુઃખ હરે,
આપપણું અજ્ઞાન કુળ એ, મૂળ વિચારે ખરે.—કૃષ્ણને.

આવાનું અણચિંતવ્યું થાશે, ઉપનિષદ્ ઓચરે;
રાખ ભરોસો રાધાવરનો, દયા શિદને ડરે.—કૃષ્ણને.

આ કાવ્ય તમે મ્હને આજસુધી શા માટે ન વાંચી સંભળાવ્યું ? તમારૂં પાણી ગ્રહણ કરતી વખતે "હું જેટલાં પુસ્તકો વાંચીશ તેટલાં બધાં તમોને પણ ફરીથી વાંચી સંભળાવીશ." એવી રીતનો કોલકરાર મેં કર્યો નહોતો! એ વાત ખરી છે કે પરંતુ બ્રાહ્મણોએ માયરામાં જે લાવણીઓ ગાઈ હતી, તે પ્રમાણે તમો તમારા મનની સર્વ વાતો મને કહેવાને બંધાયલા છો અને એ સુત્રમાં તમારા સર્વ પ્રકારના સર્વ જ્ઞાનનો સમાવેશ થઈ જાય છે એ તમારે કબુલ કરવું પડશે. "તમે મને જીતવાની આશા રાખો છો એ વંધ્યાસુત સમાન છે. બ્રાહ્મણો માયરામાં કદાચ ચારે વેદો ભણી ગયા હોય તો તેનો એક પણ અક્ષર મને અત્યારે યાદ નથી કારણકે હું તો નિરાંતે ઉંઘતો હતો; તમને પરણવાની ઘણી હોંસ હશે તેથી તમોએ કદાચ ત્રણે કાનને બરાબર સાફ કરી, સાંભળવાની વિધિપૂર્વક, યથામતિ યથાવિધિ સાંભળ્યું હશે!!!" "ન કરે નારાયણ ને ફરી લગ્ન કરવાનો પ્રસંગ ભોગજોગે કદાચ પ્રાપ્ત થાય તો બરાબર ધ્યાન પૂર્વક સાંભળશો એવી આશા રાખું છું." "જે બાબત જે કાળે મેં બીલકુલ સાંભળી નહોતી તે કાળના કાયદા કાનુનો પાળવાને હું બિલકુલ બંધાયલો નથી." હવે એ શાસ્ત્ર બંધ રાખી, કૃપા કરી જલ્દી ચાલો. "મને વખત નથી; હું તૈયારજ છું. સુંદરી સુબોધમાંનાં તત્વજ્ઞાનીઓએ, ગતિમાં મુકેલા અને તમોએ ઈશ્વરકૃપાથી ગ્રહણ કરેલાં, સ્ત્રીને પ્રસન્ન રાખવાના અત્યંત ગૂઢ નિયમને હું આજે સપ્રેમ માન આપું છું પરંતુ તેના બદલામાં તમારે રૂષદેશના નિચેના નિયમને માન્ય રાખવો પડશે.

શાસ્ત્રીય ગ્રંથોનુ જે વખતે એકાંતમાં હું અધ્યન કરતો હોઉં ત્યારે તેમાં સ્ત્રીઓએ વિક્ષેપ પાડવો નહીં એવું ઋષિઓએ સ્ત્રી-ધર્મમાં દર્શાવ્યું છે અને તેને તમો તમારા ધર્મ તરિકે પાળશો એવી આશા રાખુ છું-હું હમણા જે પુસ્તક વાંચતો હતો તેમાં તદન એક ચીત્તની જરૂર હતી; ચાર લીટી સમજતાં મગજ ફરી ગયુ છે; પાંચમી સમજવાને પ્રયત્ન કરતો હતો તેવામાં તમોએ તમારૂ ચારિત્ર્ય બતાવવા માંડયું-એ ગોષ્ટિ પણ ઠીક થઇ છે. મગજ હલકું પડયું છે; અને તમને પ્રસન્ન કરવા જતાં પણ મને અનેક લાભો થશે. ઘણા માસ થયાં ચોપાટીપર ગયો નથી. મારી ઑફીસની કઇ જમીનો પર નવા મકાનો બંધાયા છે તે જોવાની તક પણ મને મલશે. જોયા વગર નકશા ઉપરના નંબરો ઉપરથી બરાબર સમજ પડતી નથી. બાબુલનાથની સ્વર્ગની સીડી મારાથી ચઢાય એમ નથી. તમારામાં જોર હોય તો તમે દર્શન કરી આવજો. હું છોકરાં સાથે નિચે રહી દર્શન કર્યા કરીશ!" જરી પુરાણા સનાતની ધર્મને પાળનારા સ્ત્રી મંડળ સાથે છોકરાંઓને લઈ, શ્રી બાબુલનાથના દર્શને હમો નિકળ્યાં! સ્ત્રી મંડળ ઉપર ગયું અને સર્વ છોકરાંઓને, ખાવાનું અપાવી ખુલ્લા મેદાનમાં બેસાડી, હું આસપાસને ઘાસચાસની સ્થિતિનુ બારિક અવલોકન કરવામાં ગુંથાયો હતો એવામાં મારા વાડામાંથી એક બાળક પાડાંની માફક છુટું થઇને નાસી ગયેલુ મને જણાયું; તેના પગ બહુ ઉપડતા ન હોતાં એટલે તરતજ તેને પકડી આણી ચૌદમા રતનનો જરાક સ્વાદ ચખાડી તેને પુનઃ બરાબર બાંધી હું મારા અવલોકનની લ્હેરમાં રમણ કરવા લાગ્યો! ગૃહમાં જંગલ અને જંગલમાં મંગલ કરવાની કળા ધરાવનારા, નિપુણોજ આ ભવ સાગરને તરી શકે છે!!!

## —કવાલી—

જુવોને ભાઇ આ કેવી, હવાની લહેર આવે છે,
ચોપાટી નામનો દરિયો, ત્રિવિધ તાપો સમાવે છે. ટેક
સુંવાળી છે જેમાં રેતી, રસિકોને મજા દેતી,
સમય સાધી સહુ આવે, ચમન બાજી ઉડાવે છે. જુવોને૦
ખીસા જેના હશે તાજા, જલેબીને લીયે ખાજા,
ઘોડા ગાડી વિષે બેસી, રસીલી ચીજ લાવે છે. ,,
ઘણા તો નોકરીવાલા, મકાનોને દઈ તાળા,
નિશા આખી ખુશી ખાતે, એવી રીતે ગુમાવે છે. ,,
ઇલેકટ્રીકનું સદર પાવર, દિપકવાળી ઘણી મોટર,
વિવિધ બીજી બહુ ગાડી, સડકપરથી ચલાવે છે. ,,
મજા જે આ હવાની તો, મુખે કહી ના શકું હું તો,
કહે જયરામ યારોને, ખુબી કેવી ધરાવે છે. ,,

આખું ચોપાટી ગ્યાસ અને વિજળીના દીવાથી ઝગઝગી રહ્યું તોપણ દર્શને ગયેલું સ્ત્રીમંડળ પાછુ ફર્યું નહિં; છોકરાંઓ આમથી તેમ નાસભાગ કરવા લાગ્યાં, તેમને વાડામાં રાખવાનું કાર્ય મુશ્કેલ થતું ગયું એટલામાં એક "એમેઝોનથી" ખબર મલી કે "રૂમઝુમ બેનનાં ઝાંઝર ને નખલી ખોવાઈ ગયાં છે, તે જડશે ત્યારે બધાં આવશે; તમને ઉપર બોલાવે છે." થોડો વખત વિચાર કરી, છોકરાંને તેમને સોંપી. મેં સ્વર્ગનો રસ્તો પકડયો; અડધે સ્વર્ગે ગયો નહિં એટલામાં લશ્કર ત્વરાથી કુચ કરતું આવતું જણાયું. એટલે મેં મૃત્યુભૂમિ તરફ પગલાં વાળ્યાં, સ્વર્ગની હકિકત પુછી વિલાયતી લશ્કરને સ્થાને પહોંચતા

લોકોની મેદનીમાં એક બાળકની શોધ થતી જણાઈ! હમે થોડે દુર ઓછી ગીરદીવાળા, સ્થાનમાં જઈને બેઠાં; એટલામાં છોકરો કયે પણ જડતો નથી એવી ગુમરાણ થઈ રહી; મેં કહ્યું "આવતી કાલે સવારમાં છાપામાં જાહેર ખબર આવશે, ત્યારે બધું જણાશે" એટલુ કહી મેં નીચે પ્રમાણે ગાવા માંડયું:—

( ચંદ્રાવળા છંદ. )

વાડામાંથી વાછડું છુટયું, તે ધોડીને ધાવવા જાય,
માતા જાણીને મોઢું ઘાલે, પાટુ પુરણુ ખાય;
પાટુ પૂરણુ ખાય તે ખાય, પછે વછપાલ એને બતાવે માંય,
**કહે ગોવિંદરામ એ ફરે વખુટ્ટ, વાડામાંથી વાછડું છુટયું.**

વાંસલી વાતા ને ગીત ગાતા હરી, ગૌધન ચારવા જાય,
તેદી ગાંડો ગોવાલીયો કે'તા, હવે કથા કરિને ગાય;
કથા કરીને ગાય તે લોક કૃષ્ણકૃપા થકી ઓળખે કોક,
**ગોવિંદરામ સર્વ સુખના દાતા, વાંસલીવાતા ને ગીતડ઼ ગાતા.**

મતવી નાંખતી દુધમાં પાણી, તેની ઘડાવી નથ,
પાણી ભરતાં પડી ગઈ, તે ગઈ ખખડખત;
ગઈ ખખડખત તે ગઈ, પછે તો વિચારી રઈ,
**કહે ગોવિંદરામ પાછળથી પસ્તાણી, મતવી નાશતી દુધમાં પાણી.**

હરિજનની નવ્ય કરીએ બાજી, બાજીમાં બગડી જાય,
જુવો વચારી જાદવની જેને, કૃષ્ણુ થયા નહિં સાય;

કૃષ્ણ થયા નહિ સાય સર્વે કુલમાં, સર્વે નાશ થયા ઘડી પળમાં,
**કહે ગોવિંદરામ એમાં રામ નથી રાજી, હરિજનની નવ્યકરી એબાજી**
અનંત રૂપે થયા અવિનાશી, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ,
બ્રહ્મા વછ હરી ગયા જ્યારે, ત્યારે પ્રગટ કર્યા તત્કાળ;
પ્રગટ કર્યા તત્કાળ તે કેવા, જે જેવાં હતાં તેવા ને તેવા,
**ગોવિંદરામ વાતું વેદમાં ખાસી, અનત રૂપે થયા અવિનાશી.**

તમારો નાનો છોકરો ક્યાં છે. ? આ સાંભળતાંજ તારૂણીઓએ બબડાટ ફફડાટ ને કળકળાટ મચાવી મુકી ઠપકો આપી છોકરાને ગમેતેમ કરી શોધી કાઢવા કહ્યું, મેં કહ્યું તમે ધબા ઘેર જાઓ જડશે તો હું લઈને આવીશ; નહિંતો હરિ ઇચ્છા; મેં તો આવવાની નાપાડી હતી; છતાં તમો હઠ કરી આવ્યા તેનું આ પરિણામ; ! ! એતો ધરમ કરતાં કરમ નડ્યું; કર્મની ગતિ ગહન છે; એ શાસ્ત્ર વચન છે; " એ શાસ્ત્રોની વાતને બાજુએ મુકી કૃપા કરી છોકરાને શોધી કાઢો તો ઠીક. નહિ તો હું, અત્રે પ્રાણ કાઢીશ. " દરિયો ને લાકડાની વખાર બન્ને નજીક છે; સર્વ સામગ્રી અત્રે તૈયાર છે; તેમ કરશો તો તેમાં પણ હરકત નથી. !"

—રાગકાફી—

તારૂણી ત્યારે બોલ્યાંરે, તન ગયો રડતા નથી;
વજર હૈયાં એવાંરે, જપતા કેવા સીતાપતિ. ટેક
મુગ સરિખો ગયો પુત્ર ઉઠીને, તે શત્રુ સરિખો રડે.
તો તને શું જોઇને ગાવાને બેઠા આંસુ ન લેશ પડે,
કહો છો જ્ઞાન મુખથી રે, વિધવિધવાત કથી. તારૂણી.
હરખ થયો તેને શોક થાય છે, કુટે શીષકપાળ,

ક્યાં જાઊં ને શું કરૂં, બોલે પડે પેટમાં ફાળ;
**પોપટ ગયો ઉડીરે, તે કહે તેની અજાણુ મતી. „**

÷ ÷ ÷ ÷

શામા શોક નિવારોરે, એ સુખ સ્વપ્નું ભારી;
થોડામાં લેજો સમજીરે, શું કહું વિસ્તારી. ટેક.

જુઠો સંબંધ તું જુવતી જાણે, જેમ નાવે ભેગો થાય દેશ;
આરો આવે ત્યારે કોઈ નહિ એમાં વળગણુ નહી લવલેશ;
એવું સૌ કુટુંબરે, જુઓ જ્ઞાન વિચારી–શામા,
વૃદ્ધ મા બાપ રહે પુત્ર જાય, જ્યારે આવે તેનો અંત;
શામા જાય છે સ્વામી તજીને, તજે તારૂણી કંથ;
માન કહ્યું મારૂંરે, નહીતો રહેશે ખ્વમારી. શામા.
મરવું તો નક્કી દેહ ધરી તેને આપ વિચારી જોય;
ત્રીજી પેઢીયે નામ ગયું ગયું સર્વેનું, તે સંભારે નહિ કોય;
ભુલવણી કેશવનીરે, ભુલ્યો સૌ સંસારી, શામા.
એક આંબે ફળ અસંખ્ય બેસે, મરૂવો કે સાખ,
એવું કુટુંબ સરવે રાંકરાજાનું અવધિ આવે સહુ પરે,
**ઠેકાણું પામે વીરલોરે, જેને સ્હાય ગીરધારી. શામા.**
એવું જાણીને તારૂણી કહું છું, શોક તજીને ધરો ધીર;
ગુરૂ ચરણ પ્રતાપે નરભો કહે, શામા સમરો રઘુવીર
**રૂપરંગ ઉપરનુંરે, પલક પલક વારી–શામા.**

તમારો પુત્ર ક્યારનો પેલાં ખાબોચીઆ આગળ રમે છે, તે શાનું અવલોકન અને પૃથક્કરણ કરે છે તે જરા સંતાઇને જુવો, એટલે તમારા ગભરાટની ગતિનો વેગ તદન મંદ પડી જશે અને હૃદયના ધબકારા નિયમમાં આવી જશે. !!! —નમસ્તે—

મુંબઇ—રવીવાર શ્રાવણ સુદ ૧૦—તા. ૨૯—૭—૧૭

ૐ

# વેદાંતનો સાક્ષાત્કાર.

વિશ્વ વ્યક્ત કરે જ્ઞાનને, જ્ઞાન વ્યક્ત કરે વિશ્વને,
નાનું મોટું થાયે જ્ઞાને, માટે જ્ઞાન પરમ શક્તિ ઠરે.
એ જ્ઞાનની આપલે કરજે, એને કર્તવ્ય પ્રથમ ગણજે,
જ્ઞાને નાનું અજ્ઞાન નાસે, માટે જ્ઞાન દાન શ્રેષ્ટ પ્રમાણજે.

વેદાંતનું અનુભવ જ્ઞાન—એટલે આ વિશ્વમાં એકલા પરમાત્મા શિવાય બીજું કાંઇ છેજ નહિં અથવા તો બીજા શબ્દોમાં કહું તો આપણને જે સર્વ દેખાય છે, તે સર્વ ઇશ્વરનીજ લીલા છે, એટલે તે એક, અનેક રૂપે ને રંગે, વિલસી રહ્યા છે—એવા અનુભવ જ્ઞાનને વેદાંતનું અનુભવજ્ઞાન. કહે છે. આવું અનુભવજ્ઞાન, થઇ શકતું હોય તો તે કેવી રીતે થઈ શકે, તેનું વિવેચન કરવા પહેલાં, ઇશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવાની આવશ્યકતા પ્રથમ ઉપસ્થિત થાય છે અને લેખકની અલ્પ બુદ્ધિ પ્રમાણે તેનું કંઇક વિવેચન, આ સ્થળે અયોગ્ય કે અસ્થાને ગણાશે નહિં.

સાંપ્રત કાળના મોટા ભાગના જનસમુહની મતિ અને વિવેક, એટલાં બધાં કુંઠિત બની ગયા છે કે, ઇશ્વરના અસ્તિત્વ વિષે મન સંકલ્પ વિકલ્પના હિંડોળે, અર્ધાંગનાની સાથે ઝુલતા હોઈએ તે પ્રમાણે, ઝુલે છે. રેલ્વે–તાર–આગબોટ–સબમેરીન–ઝેપલીન વિગેરે વિવિધ પ્રકારની આશ્ચર્યજનક પશ્ચિમની શોધોને જોઈને, ચાલુ જમાનાનો ૯૫) ટકા જેટલો ભાગ, એવું માનતો જણાય છે કે, 'ઇશ્વર જેવું કાંઇ છેજ નહિં'; વેદ વિગેરે સર્વ શાસ્ત્રો બ્રાહ્મણોની પોપલીલા છે! વધારે અજાયબ અને અફસોસની વાત તો એ છે કે પાઠશાળાની "એથી ઝેડ" સુધીની વિવિધ પ્રકારની ઉપાધિઓ ધરાવનારોમાંના, ઘણાંઓને ગિતા–ઉપનિષદ્‌, શ્રુતિ, સ્મૃતિ અને પુરાણ સ્વપ્નાવસ્થાની ચીજો થઇ રહી છે!!! આવા સર્વ સંતો, ઈશ્વરને શ્રીફળ આપી, ઘોડા આગળ ગાડીની માફક, દોઢ ગજ છાતી આગળ કાઢી, ગોઠવાઈ જતાં, લેશ માત્ર પણ ખંચાતા નથી, તે જોઇને કયા ધર્માભિમાનીના નેત્રોમાંથી અશ્રુની ધારા સરિતાના પ્રવાહની માફક ન વહે?!!! "ધર્મોજય, પાપોક્ષય." આવી સ્થિતિનું પરિણામ આધિ વ્યાધિ અને ઉપાધિની મશરૂની ત્રણ તળાઈઓ પર નિરંતર આળોટવાના શિવાય, બીજું શામાં આવે?! આવા સંતોને ગુજરાતના સર્વોત્તમ ભક્તરાજ નરસિંહ મહેતાજી નિચે પ્રમાણે જવાબ આપે છે:—

જે ગમે જગત ગુરૂ દેવ જગદીશને તે તણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કાંઈ નવ સરે, ઉગરે એક ઉદ્વેગ ધરવો. જે.
હું કરૂં હું કરૂં એજ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિ મંડાણ છે સર્વ એણી પેરે, જોગી જોગેશ્વરા કોઇક જાણે. જે.
નીપજે નરથી તો, કોઇ ન રહે દુઃખી, શત્રુ મારીને, સૌ મિત્ર રાખે;

રાય ને રંક કોઇ, દષ્ટે આવે નહિં, ભવનપર ભવનપર છત્ર દાખે. જે.
ઋતુલતા પત્ર ફલ ફુલ આપે યથા, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં જેહને જે લખ્યું, તેહને તે સમે તેજ પહોંચે. જે.
ગ્રંથ ગરબડ કરી, વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે;
મન કર્મ વચનથી, આપ માની લહે, સત્ય છે એજ મન એમ સૂજે. જે.
સૂખ સંસારી મિથ્યા કરી માનજો, કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કરજોડી કરી, નરસૈંયો એમ કહે, જન્મપ્રતિજન્મ હરિનેજ જાચું. જે.

શાસ્ત્રો અને સંતો, ગગન ફાટી જાય એવડા ઘોષથી, પડઘમ વગાડી કહી રહ્યા છે કે, ઈશ્વર ખરેખર છે; તેમજ તેને મેળવવાના અનેક માર્ગોનું વિસ્તીર્ણ વિવેચન કરી ગયા છે. છતાં પણ ઉપર જણાવ્યા પ્રમાણે, કામ–ક્રોધ–લોભ–મોહ અને મદની ગંગા–યમુનામાં ન્હાતા, રગડોળાતા અને ખેંચાતા આ કળિકાળના લોકોની અદ્વિતીય વિવેક બુદ્ધિ આગળ શાસ્ત્રો અને સંતો પાણી ભરે છે, લાકડાં ફાડે છે અને ભાજી ખાય છે!!! શ્રી કૃષ્ણ ભગવાન પોતેજ ગિતામાં કહે છે કે:—

—ખ્યાલ—

કામ ક્રોધ એ રૂપી શત્રુએ, વશ કીધાં સૌ નરનારી,
જે જન એના પડયા ફંદમાં, રહ્યા ભોગવી લાચારી;
ઢંકાણો અગ્નિજ ધુંમાડે, દર્પણ તે વળિ રજકણથી,
અને ઓરમાં ગર્ભ સમાયો, જ્ઞાન ગયું અજ્ઞાન થકી.
કાયા નગરી તણો રાજીઓ, જાણ ભાઈ તું મંજીને,
ઈંદ્રિય વર્ગ સૌ નોકર છે, રહે પાર્થ મન સમજીને;

શ્રેષ્ઠ બુદ્ધિ તે પ્રધાન જાણો, લશ્કર છે જ્યાં કામ તણો,
હુકમ પ્રમાણે અમલ કરે છે, અધિકારી ગુણ આત્માનો.
શસ્ત્ર ધરી કરમાં શાંતીનો, કામ શત્રુ સત્વર હણીને,
મુક્ત થયો તું જાણ ખરેખર, રહી પીડા ન પછી ધણીને;
રચી ખ્યાલ જયરામ ગાય છે, ખરી કૃપા શ્રી કૃષ્ણ તણી,
અધ્યાય ત્રીજો સંપૂર્ણ થયો, વિગતેથી સંગીતમાંજ ભણી.

અત્રે જણાવવાની ખાસ જરૂર છે કે, ધર્મને માટે વિશ્વ વિખ્યાતિને પામેલી આર્યભૂમિના શાસ્ત્રકારો અને સંતો ઈશ્વરને માનતા હતા, એટલુંજ નહિં પરંતુ તેમણે તેમનો સાક્ષાત્કાર કર્યો હતો; વર્તમાનમાં તેનું જ્ઞાન પ્રાપ્ત કરેલા અનેક મહાત્માઓ ઠામોઠામ વસે છે, એટલુંજ નહિં પરંતુ પશ્ચિમના અનેક તત્વવેત્તાઓ ઈશ્વરને સ્વીકારે છે; કેટલાકોએ તેનો સ્વાદ ચાખ્યો છે; જેઓના નસિબમાં તેનો સ્વાદ ચાખવાનું લખેલું નહોતું તેઓ " કંઈક છે ખરૂં પરંતુ તે અજ્ઞેય એટલે અનુભવ જ્ઞાન નહિં થઈ શકે એવું છે એવું કહી ગયા છે." બધા રાજા થઈ ન શકે, માટે શું રાજા નથી એમ માનવું ? નેત્રહિનો વિશ્વને દેખી શકતા નથી; નેત્રવાળાઓ સુખ–દુઃખ, હર્ષ–શોક વિગેરેને ચર્મચક્ષુઓથી જોઈ શકતા નથી, માટે શું વિશ્વ અને સુખ–દુઃખ વિગેરે કાંઈ છેજ નહિ, એમ માનવું ? ? ? જો ઈશ્વરને કોઇએ જોયા ન હોત, તો ઈશ્વરવાચક શબ્દો કેવી રીતે રચાયા ? ! એવો એક પણ શબ્દ, કોઇ પણ ભાષામાં છે, કે જેનાથી દર્શાવાતી વસ્તુ આ વિશ્વમાં નથી ?! વસ્તુતઃ વસ્તુ વગર શબ્દની યોજના થઈ શકે નહિં; દાખલા તરીકે ગુજરાતી ભાષામાં "સબમેરીનો" માટે હાલમાં જલ સંચારિણી આગબોટ એવો નવિન શબ્દ યોજવામાં આવ્યો છે. વિચાર દરેક વસ્તુને પ્રથમ

સૂક્ષ્મ સ્વરૂપમાં રચે છે; પછી તેને શબ્દો દ્વારા સ્થુળ રૂપમાં મુકવામાં આવે છે અને પછી તેને બનાવવાના નિયમો ઘડવામાં આવે છે. આ ક્રિયા દરેક પ્રકારના શાસ્ત્રને લાગુ પડે છે તેજ પ્રમાણે અધ્યાત્મ શાસ્ત્રોને પણ લાગુ પડે છે. જો આપણા કોઈ પણ વંદનીય અને પૂજનીય મહાત્માએ, ઇશ્વરને જોયા ન હોત તો, આપણી ભાષામાં ઈશ્વર વાચક શબ્દો ક્યાંથી આવ્યા ? હે સંતો, જેવી રીતે, "ગોવર્ધનરામ ભાઇ" શબ્દ, ગોવર્ધનભાઈના અસ્તીત્વને સિદ્ધ કરે છે, તેવીજ રીતે ઇશ્વર શબ્દ પોતેજ, ઇશ્વરના અસ્તિત્વને, કોઇપણ જાતના શંકાના પડછાયા વગર, પુરવાર કરે છે; ટુંકમાં ઇશ્વર સ્વતઃસિદ્ધ છે; એટલે તેને સાબીત કરવાની આવશ્યકતા અજ્ઞાનીઓને માટેજ રહે છે.

સબહી ભૂમિ બનારસી, સબ નિર ગંગા તોય
જ્ઞાની આતમરામ હય, જો નિર્મલ ઘટ હોય.
આપ ખોયે હરિ મીલે, હરિ મીલત સબ જાય
અકથ કહાની રામકી, કહે સો કોન પતિ યાય.
નેહ લાગી નિર્ભય ભયા. ભરમ ગયા સબ દુર
બનમે બનમે કહાં ઢુંઢે, રામ યહાં ભરપુર.
હાડબઢા હરિ ભજન કર, દ્રવ્ય બઢા કછુ દેય
અક્કલ બઢી ઉપકાર કર, જીવનકા ફલ યેહ.
એક હરી એક માનિની, એક ભક્ત એક દાસ
દેખો માયા ક્યા કિયા, ભિન્ન ભિન્ન કિયા પ્રકાશ.
કબિર ! જુગકી ક્યા કહું, ભવજલ ડુબે દાસ,
પરબ્રહ્મપતિ છાંડકે, કરે દુનિકી આશ,
કબીર એ સંસારકો, સમજાવું કઈ બાર,
પુંછજ પકડે ભેંસકો, ઉતરા ચાહે પાર—!!!

છાપખાનાઓને લીધે ચાલુ સમયમાં ધર્મ સંબધિ ઘણાં પુસ્તકો છપાયાં છે, અને જુદા જુદા પુસ્તકોમાં, એક શહેરમાં જવાને વર્ણવેલા ભિન્ન ભિન્ન માર્ગોમાંથી, કયો માર્ગ ખરો હશે, તે શોધી કાઢવું, એક સત્ય શોધકને, અતિશય મુશ્કેલ થઈ પડે છે. બ્રહ્મ વિદ્યાના જેવી, આવડે તો સહેલામાં સહેલી, અને નહિં સમજણ પડે તો અઘરામાં અઘરી, બીજી એકે વિદ્યા નથી.–આમ હોવાને લીધેજ. એને અદ્વૈત શાસ્ત્ર છે! શાસ્ત્રકારો, સાધ્ય વસ્તુ બ્રહ્મને મેળવવાને, અનેક ઉપાયો દર્શાવી ગયા છે અને જે વિવેકીઓ તેને સમજીને પાળે છે તેમને હાલના જેવા હડહડતા કળિકાળમાં, કાંઈ ઓછો ધન્યવાદ ઘટતો નથી! "આચારો પ્રથમ ધર્મ" એ ધર્મની પહેલી વ્યાખ્યા; મહાન ઋષિમુનિઓ મગજને અથાગ પરિશ્રમ વેઠીને અને ઐહિક સુખોને ત્યજી જંગલો સેવીને, જે ધાર્મિક આચાર–વિચારો, પાળવાને અને ગ્રહણ કરવાને ફરમાવી ગયા છે, તેને કુવામાંના દેડકાના જેટલાં પોતાના જ્ઞાનથી જોઇને, બુદ્ધિમાં ન ઉતરે–સમજણ ન પડે એટલે તિલાંજલી આપી, સર્વ ધર્મ કર્મનો ત્યાગ કરી, ધોયલા મુળાની માફક સ્વચ્છ બની જઈ, જ્ઞાતીબંધન અને સનાતની ધર્મ–કર્મ ઉપર પોતાના પૂર્વજો શું શું કહી ગયા છે તે જોવાની તસ્દી લીધા વગર, શાબ્દિક તોપોનો મારો મધ્ય આફ્રિકાનાં અજ્ઞાનીઓની માફક, ચલાવવા મંડી પડવું, એ ખરેખર અતિશય ખેદનિય, શોકજનક, અને દયાજનક છે!

—ઉધોર—

"કીધો લેશ નહિ વિચાર, છોડયાં શસ્ત્ર સહુ નિરધાર,<br>
ધાર્યો ધર્મ નહિ પળવાર, ફરતો છેક થઇ હુંસિયાર.

રાખે હૃદયમાં બહુ ખાર, ચાલે મત્ત જયમ તોખાર,
મરડે મૂછ શાને યાર, પગ છે હેડમાં આવાર.
હોએ જોર જો તલભાર, મૃત્યુ જીતવા તૈયાર,
થઇને પાડ જગમાં ભાર, નહિ તો વાગશે ઝટ બાર.
જીભે શ્વાનને બહુ જોર; તેવો કેમ થાય નઠોર,
હોંસે પાપ કરંતા ઘોર, ખોદે હાથથી શું ઘોર.
બુદ્ધિ વામ કામ હરામ, કરતાં રૂઠશે વિધિરામ,
જાશે ભામ દામ તમામ, ખોશો ઠામ નહિં રહે નામ.
ધર મન રામ કર શુભ કામ, ત્યજ ગૈગ્રામ ભજ સુખધામ,
નિષ્ટા ધાર, ઇચ્છા વામ, મુકી મામ મુક્તિ પામ."

નિત્ય નૈમિતિક કર્મો અને વિધિનિષેધ યથાર્થ પાળી, બ્રહ્મનિષ્ટ ગુરુ મારફત, આત્મજ્ઞાન મેળવવાનો માર્ગ શાસ્ત્રકારોએ નિર્ણય કરેલો છે, અને એ પરમજ્ઞાન આ જગતની નાટયશાળામાંથી રજા લેવા પહેલાં મેળવવાનું છે. એ જ્ઞાનનો અનુભવ લીધા વગર આ જગતમાંથી ચાલ્યા જવું એ હજારો રૂપીઆ ભાડું ખરચી લંડન સુધી જઈ, ત્યાંનો હાઇડ પાર્ક અને વેસ્ટ–મીનીસ્ટર–એબી વિગેરે મનહર દિવ્ય અને ભવ્ય સ્થળો જોયા વગર અત્રે પાછા આવવા બરાબર અથવા તો મુંબાઈ શહેરમાં આવી, એપોલો બંદર રાણીનો બાગ, ગોદી, હેન્ગીંગ ગાર્ડન વિગેરે રમણીય અને ઉમદા સ્થળો જોયા વગર દેશમાં પાછા જવા બરોબર છે !!! સાધન તે સાધ્ય નથી; જ્યાં સુધી સાધ્ય સધાય નહીં ત્યાં સુધી સાધન નકામાં છે. વખત બહુ બારીક છે, કાળ માથાપર ઝઝુમી રહ્યો છે, ક્ષણપછી શું થશે તેની કોઇને ખબર નથી; પ્લેગ ઠામોઠામ, શ્રીકૃષ્ણ પરમાત્માની માફક જ્યાં જોઇએ ત્યાં હાજરા

હજુર; બીજો અવતાર માણસનો આવશે કે જનાવરનો તે કેવળ અનિશ્ચિત !!! આવી બારિક સ્થિતિમાં બ્રહ્મજ્ઞાન જેમ બને તેમાજલ્દી પ્રાપ્ત શા માટે ન કરવું ? સત્યયુગના લોકો આ જ્ઞાન પ્રથમ મેળવી પછી સંસારને ખેડતા હતા; ત્ય ારેઆ કાળના લોકોનું મન મરતી વખતે પણ સ્ત્રીસંતાન ધનાદિમાં મોજથી રમણ કરે છે !!! ગિતાને વાંચતા વાંચતાં નેત્રે ચસ્મા આવ્યા, કથા સાંભળી સાંભળીને કાનો બ્હેર મારી ગયા; તીર્થ ફરીફરીને ચર્ણો થાકી ગયા તો પણ ઇશ્વરનો પત્તો લાગ્યો નહિં ! એમાં વાંક વિશ્વંભરનો નથી પરંતુ આપણો પોતાનોજ છે ! પ્રયત્ન સબળ અને યોગ્ય ન હશે કે કદાચ ગ્રહો વાંકા હશે! કર્મના ગહનોગતી !!! એ સર્વ છતાં પણ બી. એ. થયા એટલે સરકારી ઠરાવ પ્રમાણે ૪૦) રૂપીઆની નોકરી મલે છે; તેજ પ્રમાણે ઇશ્વરને જોવાને માટે જેટલી યોગ્યતા પ્રાપ્ત કરવી જોઇએ તેટલી યોગ્યતા પ્રાપ્ત થાય તો ઇશ્વરના વડા પ્રધાનની અથવા તો વાઇસરૉયની જગા અવશ્ય મલે. ઇશ્વરને મેળવવાને જોઈતી યોગ્યતા મેળવ્યા વગર, ઇશ્વર છે નહિં કે મલતા નથી એવી બુમો પાડવી એ વાંચ્યા છતાં "હમને યાદ રહેતુ નથી" એવી શિષ્યવર્ગના જેવી અજ્ઞાન મુલકની બુમો છે. બ્રહ્મ ભાષાની એ. બી.-શી. ગુજરાતનો સર્વોત્તમ વેદાંતી અખો નિચે પ્રમાણે લખે છે:—

અનુક્રમે કહું એહ, જેહ છે પ્રપંચ પારે;
તત્વમસી પદ જેહ, તેહ કહું વાણી ઉચ્ચારે.

કૈવલ્ય ઇશ્વર જીવ, ભેદ કહું વિવિધ વિચારે;
અંબરવત્ મન થાય, જાય ગુણ તત્ત્વજ ધારે.

જ્ઞાન ભક્તિ વૈરાગ ધર, બોલે અખો વાણી અમળ;
એ ભાષાબ્રહ્મ વિચાર વિધિ,સમજેતો નરજળ કમળ.
જાણીને જગદીશ, શીશ સદ્ગુરૂને નામી;
અવસર છે આ વાર, સાર શ્રીપતિ ભજ સ્વામી,
તે જાવું નથી દૂર, ઉર અંતર અવલોકી;
ટાળ અસત અહંકાર, ચાર સ્થળ રહયો છે રોકી
ચરણકમળ ગુરુ દેવના, સેવંતા સદ્ય હરિ મલે;
જેમ અર્ક તણા ઉદ્યોતથી, અખા અંધકાર સેજે ટળે
માટે જનનું જાણ, વાણી લે વિવિધ વિચારી,
તે ન્હોય કવિત ને ગિત, દ્વૈતનું મૂળ સંસારી;
જે કાપે નિજ અંગ, ભંગ કરે ચતુરદેહનો;
તે છે ખાંડું એહ, છેહ જે જુવે તું તેહનો;
ગુરુ તણી દષ્ટે જોતા અખા, ધેન તે સર્વે વામીએ;
આજ્ય તણું જે પારખું; તે ખાંડ શું ખાતા પામીએ.
સાધન સર્વ વિચાર, બુદ્ધિથી જોને શોધી,
હું નહિં તું નહિં તેહ, નહિ ધર મૂક વિરોધી.
ગુરુ થા તારો તુંજ નથી કોઇ બીજો ભજવા;
બાહ્ય સુરતને ટાળ્ય વાળ્ય અંતરમાં સેવા;
જેમ છે તેમનું તેમ અખા, થયું ગયું કાંઈ નથી;
આપે આપ આનંદઘન, સ્વસ્વરૂપ જોયું મથી.
એ અનુભવ પરિપૂર્ણ છે, ઠામ ન ઠાલું હરીવિના;
સુર અસુર માનવી અખા, એ સમજયા વિણ નિર્ધના;

એ અનુભવ કહ્યો કૃષ્ણ, પ્રાણ પુછ્યુ જો અર્જુન
ગીતા અમૃતપાન, જ્ઞાન ગંગાજળ મજ્જન;
એ અનુભવ કહ્યો ભીષ્મ ધરમ પ્રત્યે પર્વ શાંતિ;
એ અનુભવ અવધૂત, શિવસુત પ્રતિ એકાંતે;

અખા એજ અનુભવ ખરો, જેણે મહાજન નિપનાં
લિંગભંગ થયાવિના, સૌ સાધન કાળની ઉપાસના;

શિરોમણી વેદાંતી અખાના અભિપ્રાય પ્રમાણે, બ્રહ્મ શાસ્ત્રનો પહેલો શબ્દ જ્ઞાન, બીજો ભક્તિ અને ત્રીજો વૈરાગ; ત્રિશુળ ધારીનુ જ્ઞાન અર્પનારા આ શબ્દો ઉપર બારિક વિવેચન કરવા જતાં લેખ વધુ લાંબો થઈ જવાની તેમજ વાંચકોને કદાચ કંટાળો ઉપજે એવી ધાસ્તિથી માત્ર એ શબ્દોનો અર્થ ટુંકમાં સમજાવી આગળ ચાલીશું; જ્યારે મન નિશંકપણે ઇશ્વરને માને છે અને ત્યારે મનની જે સ્થિતિ થાય છે, તે સ્થિતિ બતાવવાને અખાએ અત્રે “જ્ઞાન” શબ્દ વાપરેલો લેખકને જણાય છે. મનની આવી સ્થિતિ થયાં પછી ઇશ્વરની ભક્તિ કરવાની છે અને તે ભક્તિની સાથે પાછો વૈરાગ એટલે વિશ્વની તમામ વસ્તુ ઉપરથી ઉતરી ગયેલું,—મેરૂચળે તોપણ ન ચળે એવું—નિશ્ચય મન-જોઇએ; ઘરબાર સ્ત્રી સંતાન વિગેરેને ત્યજી જંગલોમાં જઈ પથ્થર-પાણી વિગેરેનું જે લોકો સેવન કરે છે તે લોકોએ વૈરાગ્ય ધારણ કર્યો છે એવું સામાન્ય લોકો સમજે છે અને તેથી કરીને આ હડહડતા કળીયુગમાં ૯૯) ટકા ભાગ એમ સમજે છે કે સંસારમાં રહી આત્મજ્ઞાન થયેલું હોવાનો જે સંતો દાવો કરતા હોય તે પોતાના જેવાજ ઢોંગી અને

પ્રપંચી હોવા જોઇએ !!! કુવામાંનાં દેડકાને સાગરની વિશાળતા, સ્વચ્છતા અને દિવ્યતાનું ભાન ક્યાંથી થાય ?! વેશ્યાવાડમાં ખરે બપોરે " હનીમુન " કરનારાઓ, ધર્મ રાજાના ધર્મને અને તારામતીની પવિત્રાઇને ક્યાંથી સમજે ! સ્નાન સંધ્યાદિ કર્યા વગર પંચ વસ્ત્ર સાથે ભોજન લેવામાં શું હરકત ?! પાણીનો નકામો વ્યય કરવાનું કામ શું ? હોટેલોમાં ઉતરતા પ્રકારની વર્ણો સાથે, જે પવાલા રકાબીઓમાં ચમાર વિગેરે ખાઈ પી ગયા હોય તેમાંજ બ્રાહ્મણોને ખાવામાં શું હરકત ? ખાવા પિવાનું ગળે ક્યાં અટકી રહે છે ? ગળે અટકી રહેતું નથી એ વાત ખરી છે, પરંતુ એ નિયમોનું પાલન કરનારા યોગીઓની માફક શરીર છોડીને જતાં પ્રાણને અટકાવવાની તેમજ પ્રાણને અન્ય દેહમાં દાખલ કરવાની આપણામાં અદ્‌ભુત શક્તિ આજ ક્યાં છે ?!!!

## બનજારા–તાલ–૩

મહાદેવ કહે નિર્બાની
સુન ગિરજા અમર કહાની—ટેક.

જબ પ્રાણ અપાન મિલાવે, તબ કુંડલની ઉઠ જાવેજી;
ચડે સુંન શિખરમેં પ્રાણી. સુન ગિરજા.

જહાં અમર ગુફા સુખદાઈ, યોગીજન ધ્યાન લગાઈજી
સબ કાયા સુધ બિસરાની. સુન;

નહીં જીવ કલેવર માંહી, તબ કાલ આય ફીર જાઇજી
કર સકે નહિં કછુ હાની. સુન

તબ યોગી પ્રાણ ઉતારે, બ્રહ્માનંદ અમરતન ધારેજી
મમ વચન સત્ય કર માની. **સુન ગિરજા.**

બ્રહ્માનંદ જેવા મહર્ષિઓ, નર્મદાદિ પવિત્ર સ્થળોએ યોગ સાધે છે, ત્યારે આપણે સંસારમાં રહી લક્ષ્મિનારાયણ, રાધાકૃષ્ણ, સિતારામ વિગેરેના દેવાલયોના દર્શનીય જઈ ઝાંઝરનો ઝમકાર કરતી, ચોળી–સાડીને મુક્તાહારનો ચળકાટ દર્શાવતી ને ફરકાવતી થન થન અવાજ કરતી ને નેત્રોના બાણ ચલાવતી, વિજળિક ત્વરાથી જતી આવતી મથુરાની ગોપીઓના દર્શનનો યોગ સાધી મુક્તિ પામવાના ભગિરથ પ્રયત્નનું સેવન કરવામાં ક્યાં કચાસ રાખીએ છીએ ? ! ! ! જંગલોમાં યોગીઓના મનમાં સ્ત્રીઓ રમણ કરતી હોય તેની આપણને શું ખાતરી ? મહાદેવ જેવા પણ ભીલડી આગળ પાણી થઈ ગયેલા તો આધુનિક કાળના જટાધારીઓ ઉપર શ્રદ્ધા કેમ બેસે ? ! ! જંગલમાં જવામાં આવે કે સંસારમાં રહેવામાં આવે પરંતુ જે ખરો વૈરાગ પાળવાનો છે, તે ઉપરના વેષનો નથી પરંતુ અંદરનો–મનનો છે; અને મનનો વૈરાગ યોગીઓનો કે સંસારીઓનો પારખી શકાય નહિં ! સંસારમાં પણ અનેક સંતો જોવામાં આવે છે; તેમજ હિમાલય વિગેરે સ્થળોમાં, હડહડતા કળિકાળ છતાં પણ યોગીઓનો દુષ્કાળ જણાતો નથી ! આ જગતમાં હમેશાં સર્વ પ્રકારના માણસો જોવામાં આવે છે. પુર્વે હતા અને હાલમાં નથી અને ભવિષ્યમાં થશે નહીં એવા વિચારો યોગ્ય શોધની માત્ર ન્યુનતાજ દર્શાવે છે ! ગુજરાતના સાક્ષર શિરોમણી ગોવર્ધનરામભાઈ તેમના નામને, યથામતિ યથાવિધિ ન્યાય આપી, વૈરાગ્યનો આયનો નીચે પ્રમાણે રચી ગયા છે !

ગઝલ—

દીધા છોડી પિતા માતા, તજી વ્હાલી ગુણી દારા  
ગણ્યા ના મર્મભેદાતા, લીધો સંન્યાસ એ; ભ્રાતા !

પિતા કાજે તજી વ્હાલી, ન માની વાત મેં ત્હારી !
ગણ્યા ના ગાઢ નિશ્વાસઃ, લીધો સંન્યાસ એ ભ્રાતા !
અયિ ઉદ્દાર ઓ વ્હાલી ! સખા ! વ્હાલા ! ખરા ભાઈ !
અમીની આંખ મીંચોને ! જનારાને જવા દ્યોને !

હતી લક્ષ્મી ! હતા તાત ! હતી વ્હાલી ! હતો ભ્રાત !
નહી !–ત્યારે–નહી કાંઈ ! ન લેવું સાથ કંઈ સાહી.

પ્રિયાની આ દશા દેખું–નથી સંસારમાં રહેવું.
હવે પાછો નહિં આવું ! મુકયુ પાછું નહી સ્હાઉં !
રહ્યું તે યે તજી દેવું–શું છે સંસારમાં લેવું !
નહી ઉંચે–નહીં નીચે મળે આધાર ઘન હીંચે

નિરાધાર—નિરાકારઃ—હવે મ્હારીય એ ચાલ.
સ્ફુરે પોતે, ન દેખાય, કુમુદની ગંધ ગ્રહી વાય
અરણ્યે એકલો વાયુ ! જીવન એ ભાવી છે મ્હારૂં.

જહાંગીરી—ફકીરી એ–! લલાટે છે લખાવી મ્હેં
પ્રજાએ હું—નૃપાળ એ હું ! ઉરે, ઓ એકલી, તું ! તું !

જ્યારે આ ત્રણે બાબત યોગ્ય પ્રમાણમાં પ્રાપ્ત થાય ત્યારે આત્મજ્ઞાન થાય ! આ સાધનને બાળ યુવાન અને વૃદ્ધ સર્વ સમજે એવી સાદી અને સરળ ભાષામાં નિચે પ્રમાણે મુકવાને લેખક રજા લે છે; આમાં પિંગળ શાસ્ત્રના નિયમોનો ભંગ થયેલો જણાય તો કવિઓ તેમજ ભાષા શાસ્ત્રીઓ ક્ષમા કરશે એવી લેખક કાવ્ય શાસ્ત્રના અભ્યાસના અભાવે આશા રાખે છેઃ—

બાળકની બુદ્ધિ સુંદર રમકડે, કિશોરની બુદ્ધિ સારૂં સારૂં શિખે,
મુગ્ધાની બુદ્ધિ પગની પાનીએ, યુવાનની બુદ્ધિ સ્ત્રી વૃક્ષ ફળે;
પુરૂષની બુદ્ધિ દ્રવ્ય કમાવે, સ્ત્રીની બુદ્ધિ સંતાન મેળવે;
વૃદ્ધની બુદ્ધિ નાણું ગાંઠવે, માજીની બુદ્ધિ કુથલી કુટવે;
જેની, એ બુદ્ધિ, જે કાળે, જાય ટળીને, કહે નાનુ નિરધાર કરીને તે નિશ્ચય પામે શ્રી હરિને.

સુણો વિવેકી નર ને નારી, ગુરુ વગર જ્ઞાન નહિ મળે,
ધરો અભિલાષા તત્વ દર્શનની, તો સેવો હરિ ગુરુ સંતને.
સુણો વિવેકી નરને નારી, વિલોકો આ વિસમી સદીના મુજવેદાંતને
હોય નાનું હામને વિવેક તો, કાઢી કસોટી નિરખો શ્રીકૃષ્ણચરિત્રને.

—નમસ્તે—

**મુંબાઇ** તા. ૨૬-૧૦-૧૭-કલાક ૮-૩૦-સ્ટાન્ડર્ડ ટાઇમ
આશો શુદ ૧૧ સંવત ૧૯૭૩



